# ચંડાળ ચોકડી.

## એક રમુજી વારતા.

પ્રગટ કર્તા.



એમ.



સુરત વિક્ટોરીઆ પ્રેસમાં મ. ફી. એ છાપી.

સંવત ૧૯૫૧ સને ૧૮૯૫

કીંમત ૬ પૈ.

૫૯૧૫

# ચંડાળ ચોકડી.

એક રાત્રીને વખતે ચોરી કરી સારૂં જવાહીર તથા પુષ્કળ રોકડ નાણું મેળવી ચાર ચોરો એક ભયાનક અરણ્યમાંથી નામદારીથી મેળવેલા દ્રવ્યનો શું ઉપયોગ કરવો, તેનો વિચાર કરતા ચાલ્યા જતા હતા. ઘણા વિચારો કર્યા બાદ તેમને છેલ્લો રસ્તો એ સુજ્યો કે, જવાહીર ભાગે પડતું વેંહેચી લઇ રોકડ નાણું મોજ, શોખ અને ખાવા પીવામાં ઉરાડી દેવું. આવો વિચાર કરી તેઓ એક નાળાં તરફ ગયાં અને ત્યાં સઘળું દાટી ચારે જણા મેજમાની કરવાના વિચારમાં બેઠા. પણ તે તો જંગલ હોવાથી અને ત્યાં જોઇએ તે મળતું ન હોવાથી તેઓ એવા ઠરાવપર આવ્યા કે, આપણામાંના એકે નજદીકના ગામમાંથી સીધું ખરીદી લાવવું. બીજાએ બળતણ ભેગું કરી લાવવું, ત્રીજાએ જોઇતાં વાસણો ખરીદી લાવવાં અને ચોથાએ એક રસોઇયો ખોળી લાવવો. આવો ઠરાવ કરી તે ચારે જણાઓ એકએકથી જુદા પડયા. હવે પ્રિય વાંચનાર આ ચારે ચાંડાળોના નશીબની બલિહારી તો જુઓ! તેઓ જે બાઇનું દ્રવ્ય ચોરી લાવ્યા હતા તે બાઇ એક ડાકણની દીકરી અને જે જંગલમા ચોરો હતા તેની નજદીકના રત્નપુર નામના શેહેરના રાજાની કુકર્મો કરવા માટે તજી દેવામાં આવેલી

રાણી હતી. આ રાણીએ પોતા પાંસે જે દ્રવ્ય હતું, તે સઘળું પોતાના પતિ રાજા સામું લશ્કર એકઠું કરી લડવા માટે રાખેલું હતું, પણ તે સઘળુ જવાથી તેણીએ પૈસાની લાહ્યમાં તુરતજ પોતાનો પ્રાણ છોડયો. મત્યુ વેળા પણુ તેણીના મનમાં પૈસા અને વેર બે રહીગયલાં હોવાથી તેણીનો જીવ અસ રગતીને પામ્યો. અને તેણી પણ ડાકણ થઇ, અને પોતાનું વેર વાળવા માટે પ્રયત્નો કરવા લાગી. તેણી જે નાળાં પાસે પેલા ચોરો ઉજાણી કરનાર હતા તેજ નાળાંમાં રહેતી હતી. ત્યાંથી તેણીએ બકરીના વેશમાં બાહાર આવી આમતેમ ફરવા માંડયું, એટલામાં પેલા આરમાનો સીધું લેવા ગયલો ચોર સીધું લઇ ત્યાં આવી પહોંચ્યો, તે જેમજેમ નજદીક આવતો ગયો તેમ તેમ પેલી બકરી (ડાકણ) પોતાનું રૂપ બદલતી ગઇ અને છેક નજીક આવતાં તેને વળગી પડી અને ઠાર કારી ગઇ. એવીજ રીતે બીજા બેને પણ પુરા કર્યા પછી ચોથો બ્રાહ્મણ સહીત આવી પંહોંચ્યો. આંહી ચોથાની પણ ઉપર માફકજ વલે થઇ, પણ બ્રાહ્મણભાઇએ તો આ જોતાંજ નાહાસવા માંડયું, તેની પાછળ પેલા બકરીબાઇ પડયાં. બ્રાહ્મણ નાસતાં નાસતાં ગામમાં રાજાના મેહેલ સુધી જઇ પહોંચ્યો. અને લોકોની ઠઠમાં ભેળાઇ ગયો હવે આ બાઇ સાહેબ શીકાર હાથથી ગયલો જોઇ રાજા સાથે અદાવત હોવાથી એકાએક પોતાનું રૂપ બદલી એક ખુબસુરત સ્ત્રી બની ગયાં. રાજા

જે મેહેલમાં બેઠા બેઠા શેહેરનો દેખાવ નિહાળ્યા કરતો હતો તેની નજરે આ બાઇ સાહેબ પડયાં, તથા તેને જોતાંજ તે કામાતુર બની ગયો અને પોતાના સીપાઇને તે બાઇને બોલાવવા હુકમ કીધો. સિપાઇ બહાદુર તરતજ દોડયા અને બાઇને રોકી રાજા સાહેબનો હુકમ કહી સંભળાવ્યો. આપણા બાઇ સાહેબને તો તેવુંજ જોઇતું હતું તેથી તેમણે હા ભણી અને મોહેલમાં પધાર્યા. મનમા ભાવે પણ આનાકાની કરી છેવટે રાજા સાહેબ સાથે લગન કર્યાં અને રાજ્ય રાણી થઇ સુખ માણવા લાગ્યાં. પણ આંહી પણ તેણીને કોઇ રાણી સાથ બનતું નહીં તેથી રાજાને ભમાવી બધીએ રાણીઓને ગામબહાર હાંકી કહડાવવાનો તાલ રચ્યો. વાંચનાર હવે જોઇ લો તમાસો! પોતે નામની રાણી છે પણ અંદરખાનેથી તો તેણી એક રાજાની શત્રુ અને ડાકણ હોવાથી તેણીએ દરરોજ રાત્રે ઘોડાની ઘોડાશાળામાં જઇ ઘોડાઓનો ઘાણ કાઢવા માંડયો. ઘોડાઓ કેમ મરી જાય છે તેની ખબર નહીં પડવાથી રાજા બહુ ઉદાશીમાં રહેતો. આથી આપણા વેશધારી રાણી સાહેબે રાજાજીને લાગ જોઇ જણાવ્યું કે, પ્રાણાધાર આપની બીજી સઘળી રાણીઓ ડાકણના કુટુંબમાંની છે અને તેણીઓ રાત્રે ઘોડાઓ ખાઇ જઇ સુઇ જાય છે. માટે આપને જો ખાત્રી કરવી હોય તો સહવારમાં જલદી ઉઠી જોજો. આટલા દીવસ તો હું તેણીઓની બીકથી બોલી શકતી નહોતી પણ મારે શીર

આપ રક્ષક છો તો પછી મને કોની બોહીક રહે. આ વાત રાજાએ ખરી માની બીજે દીવસે તપાસ કરવા ઠરાવ્યું. આથી પેલી લુચ્ચી રાણી ઘણી હરખાઇ અને પેલી બીચારીઓને ચોર બનાવવા માટે રાત્રે પોતે ઘોડાઓનો નાશ કરી પેલીઓના મોંઢા ઉપર લોહી લગાડયું. સહવારે રાજા તપાસ કરવા આવ્યો તો છએના મોઢાં ખરડાયલા જોઇ પોતાની ખાત્રી થઇ કે કહો ન કહો પણ આ રાંડોજ મારા ઘોડાઓનો નાશ કરે છે. આમ ઠરાવી પેલી છએ બીચારી નિર્દોષોને ગામ બહાર કાઢી મુકી. તેણીમાંની એકને પેટે ઘણાક વરસે એક કુંવર અવતર્યો. તે શુકલપક્ષના ચંદ્રમાની માફક દીનપ્રતિદિન વધતો ગયો અને નજદીક બાર વરસનો થયો. આણીગમ રાજ્યના કારભારીઓમાં દીન પ્રતિદીન ફેરફાર થતો ગયો અને પેલો વેશધારી રાણીના હાથમાંથી છટકેલો ગરીબ બ્રાહ્મણ દિવાનપદપર આવ્યો, તેને ને પેલા કુમારને સારી દોસ્તી બંધાયલી હોવાથી તેણે પેલી ડાકણ રાણી વિષેની સઘળી વાત તે કુંવરને વિદિત કરી. કુંવર પોતાના બાપને સારી રીતે ઓળખતો હતો પણ તેનો બાપ તેને નહીં ઓળખતો હોવાથી તેણે ભારે પગારે આ કુંવરને પોતાના રાજ્યમાં નોકરી આપી. તેની ચતુરાઇ જોઇ પેલી બાઈ સાહેબના મનમા આવ્યું કે, આ કોઇ દિવસ મારો ઘાટ ઘડી નાંખશે માટે પેહેલાં એનું કાશળ કાઢવું જોઇએ એવો વિચાર કરી પોતાના પતિ રાજાને જણાવ્યું કે મને ગોટલા વિ

નાની કુરી જોઈએ છીએ માટે મંગાવી આપો. આ કેરી મેળવવા માટે રાજાએ સઘળી રૈયતમાં ઢંઢેરો પીટાવ્યો પણ ન મળી. આથી રાણીએ ખીજાઈને કહ્યું કે, તમો આવો મોટો પગાર કરી કોઈથી પણ ન થાય એવું કામ કરવા માટે જે કારભારી રાખ્યો છે તેની પાંસેથી ખોળાવી મંગાવો. રાજાનો હુકમ થતાં તુરતજ આપણા કુંવર સાહેબ તેની ખોળ માટે જવા તૈયાર થયા અને પોતાના મિત્ર દિવાનને મળી પંથે પડ્યા, પણ આ ડાકણ રાણીના ફેલ તે જાણતો હતો તેથી ચેતી ગયો કે રાંડે મારૂં કાશળ કાઢવાનો ઠરાવ કીધો છે, માટે બહુ વિચારીને કામ લેવું જોઈએ, આવો વિચાર કરતો તે પંથે પડ્યો, બહુ દુર નિકળી ગયા પછી તેને એક અબધૂત મળ્યો, જેની સેવા કરી પોતાની સઘળી વાત વિદીત કરી, આથી તેણે તેને એક પવનપાવડી આપી પોતાના ભાઈ પાંસે મોકલ્યો, જ્યાં જઈ તેણે પેલી પવન પાવડી આપી દઈ તેને પોતાની સઘળી બીનાથી વાકેફ કીધો જ્યારે તેણે જાણાવ્યું કે નજદીકના ઘરમાં એક ડાકણી સ્ત્રી રહે છે તેની પાસેથી તને જોઈતી કેરી મળશે, પણ તે આદમી જાતનું ભક્ષણ કરતી હોવાથી તું મારી પાંસેની આ ટોપી લે અને તે ત્યાં જતી વેળા પહેરજે, એટલે તું તે લોકોની જાતને મળતો એક પાંચ છ વરસનો છોકરો બની

જઇશ અને જ્યારે તે પાછી ઉતારીશ ત્યારે તું તારી અસલ જાતનો બની જઇશ. આથી તે કુંવર ટોપી પહેરી ત્યાંથી ચાલતો થયો અને કહેલા ઘરમાં મા—મા કરી બુમો પાડતો ઘુસ્યો. અને તે ડાકણી સ્ત્રી સાથે એટલો તો હળી ગયો કે તેનો સર્વે છુપી બીનાઓથી વાકેફ થયો, એક દીવસ તે ડાકણ ભક્ષ કરવા ગઇ એટલામાં તેણે પોતાને જોઇતી કેરીઓ તથા કેરી મંગાવનાર પોતાની શત્રુ ડાકણને મારવાનું હથીયાર લઇ લીધું (આ હથીઆર બીજું કાંઇજ નહીં પણ એક કટાર હતી) અને જલદી ચાલ પડયો. તે પેલા અબધુત પાંસે ગયો અને તેની ટોપી આપી પાવડી લઇ તે વતી પાવડી આપનાર પાંસે ગયો અને પાવડી તેને હવાલે કરી પગે પડી જલદી પોતાના રાજ્યનો રસ્તો લીધો ત્યાં જઇ તેણે પોતાના મિત્રને સઘળી બીનાથી વિદીત કીધો, અને રાજાની હજુરમાં જઇ કેરીઓ આપી અને પેલી કટાર ભાંગવી શરૂ કરી. જેથી ડાકણી રાણી બહુ ક્રોધાયમાન થઇ પેલા તરફ મારવા ધસી, પણ છેવટ કટાર તુટવાથી મરણ પામી. આ સઘળું જોઇ રાજા પણ બહુ ગુસ્સે થયો પણ તુરતજ દિવાને તેને સર્વ વર્તમાનથી વાકેફ કીધો અને તેણીને મારનાર પોતાની તજી દીધેલી રાણીનો છોકરો છે એવું જણાવ્યું ત્યારે તો તે બેહદ ખુશી થયો અને પોતાની રા-

ણીઓને માનસહ પાછી બોલાવી કુંવરને રાજ્યાભિષેક કરી પો તે વૃદ્ધાસ્થામાં આવેલો હોવાથી રાજપાટ તજી સુખમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. કુંવર પોતે ઘણો ચતુર બાહાદુર અને ધર્માત્મા હોવાથી તેણે પોતાનું રાજ્ય એવી તો ચતુરાઇથી ચલાવવા માંડયું કે, ચોદિશામાં તેની વાહવા બોલાવા લાગી. રૈયત ઉપરના સઘળા કરો કાઢી નાંખી તેને સુખી બનાવી. તેના અમલમાં ઘણાક રાજાઓ તેની ઉપર ચઢાઈ લઇ આવ તા, પણ તેઓ સઘળાને હાર ખાઇ પાછા ફરવું પડતું. તેણે પોતાની રૈયતના સુખને માટે વાવ, કુવા, તળાવો, હોસ્પીટલો, આશ્રમસ્થાનો વિગેરે ઘણું બંધાવ્યું હતું. આવી તેની સારી વર્તણુકને લીધે નજદીકના રાજાએ પોતાની કુંવરી જે ભરજુ વાનીમાં આવી હતી પણ યોગ્ય પતિ જડતો નહોતો તેણે આ રાજ્યકુંવર સાથે પોતાની કુંવરીનો વિવાહ કરવાનું માગું કર્યું જે કબુલ રાખી આપણા નાયક કુંવર સાહેબે લગ્નનો દિવસ નક્કી કરી મોટા ઠાઠમાઠથી લગ્નની ધામધુમો કરવા માંડી લગ્નને દિવસે જ્યાં જોઇએ ત્યાં ઘેરઘેર મોટો ઉત્સવ થઇ ર હેલો હતો. નાનાં બચ્ચાંથી તે ઘરડાં સુધી દરેક કોઇ આનંદમાં આમથી તેમ મહાલતું હતું. નગરવાસીણી સ્ત્રીઓ ટોળે મળી ગીતો ગાતી જણાતી હતી. ઠામ ઠામ રોશની કરવામાં આવી

હતી, તથા દરબાર મેહેલને પુર ભપકાથી સણગારવામાં આ વ્યો હતો. વિગેરે પુષ્કળ ધામધુમો થઈ રહી હતી લગભગ મધ્ય રાત્રીએ માહારાજા શ્રીની સ્વારી પરણી રહી અને વહુવ રનો વરઘોડો નિકળ્યો જે જોયાપછી સર્વ નગરજનો વેરાઈ ગ યાં. આ માફક આ ઓચ્છવનો દીન પસાર થયા પછી માહા રાજા શ્રીએ મોટી મોટી ચોર્યાશીઓ જમાડી બ્રહ્મગુરૂઓને પુષ્કળ દક્ષણા આપી તેમને પણ સતોષ કરી આશિર્વાદ મેળવ્યો. આ સઘળું થઈ રહ્યા પછી તેઓએ પાછું પોતાના રાજ્ય કાજમાં માથું ઘાલ્યું, અને સારી રીતે રાજ્ય ચલાવ વા લાગ્યા. પ્રીય વાંચક, આ ઉપરથી એટલુંજ સમજવાનું છે કે, આ દુનિયામાં જે જેવું કરે છે તે તેવુંજ હાજરા હજુર પા મે પણ છે માટે સૌએ વિચારીને ચાલવું.

